સામાન્ય પ્રચલિત પ્રયોગ ઉપર દર્શાવ્યો તેવો જ છે. પણ હિંદુસ્તાનીમાં આ પ્રયોગ જ સામાન્ય છે: બીજા પ્રકારનો પ્રયોગ એમાં છે જ નહીં.

આ જ વસ્તુ આપણે આ રીતે પણ વ્યક્ત કરીએ છીએ: 'હું આ કામ નથી કરી શકતો.' 'તે આ ચોપડી નથી વાંચી શકતો.' હિંદુસ્તાનીમાં પણ એ રીતે આ વસ્તુ વ્યક્ત કરી શકાય છે; ત્યાં ભાવ-ફેર નથી થઈ જતો:—

मै यह काम नहीं कर सकता।

वह यह किताव नहीं पढ़ सकता।

## કર્મ-વિભક્તિ

જેમ કર્તા સપ્રત્યય અને અપ્રત્યય હોય છે, તેમ કર્મ પણ સપ્રત્યય અને અપ્રત્યય હોય છે. કર્તા ક્યારે સપ્રત્યય અને ક્યારે અપ્રત્યય વપરાય છે એ સંબંધી નિયમ આપણે ઉપર જોઈ ગયા. એવો કોઈ નિયમ કર્મની બાબતમાં હોય એમ લાગતું નથી. ગુજરાતીમાં આપણે સામાન્ય રીતે સજીવ નામોને કર્મ-વિભક્તિનો પ્રત્યય લગાડીએ છીએ અને અજીવ નામોને લગાડતા નથી એમ કહીએ છીએ, પણ એ નિયમ પણ સર્વત્ર પળાતો નથી.

વળી કેટલીક વાર તો પ્રત્યય લગાડવાથી અર્થમાં ફેર પણ પડી જાય છે. ઉદા૦

'તેણે ગાય મારી'

'તેણે ગાયને મારી.'

આ બે વાક્યોના અર્થમાં કેટલો બધો ફેર છે! પહેલા વાક્યનો અર્થ એવો થાય છે કે તેણે ગાયના પ્રાણ લીધા, જ્યારે બીજા વાક્યનો અર્થ એવો થાય છે કે તેણે ગાયને પ્રહાર કર્યો. એ ફેર કેવળ પ્રત્યય લગાડવાથી જ પડ્યો છે એ ચોક્કસ. વ્યાકરણની દૃષ્ટિએ આ બંને વાક્યો સરખાં જ છે, અને છતાં બંનેના અર્થમાં આટલો બધો ફેર છે! તો એ ફેર પડવાનું કારણ શું? એ ફેરનું કારણ રૂઢિ છે. આ નવો અર્થ રૂઢિમાંથી જ જન્મેલો છે. બીજું કોઈ કારણ મને સૂઝતું નથી.

આવો જ ભેદ હિંદુસ્તાનીમાં પણ છે. એ જ બે વાક્યો આપણે હિંદુસ્તાનીમાં આ પ્રમાણે લખી શકીએ:

उसने गाय मारी।
उसने गायको मारा।

આ બે વાક્યો જરા ધ્યાનથી વાંચશો, એટલે હવે પછી મારે જે વાત કહેવી છે તે તમારા ખ્યાલમાં આવશે. આપણાં બે ગુજરાતી વાક્યો અને આ બે હિંદુસ્તાની વાક્યો એક વાર સાથે વાંચીશું એટલે એ બેમાં રહેલા સામ્ય ઉપરાંત જે વૈષમ્ય રહેલું છે તે આપણી નજરે ચડશે. આપણાં ગુજરાતી વાક્યો આ પ્રમાણે છે: 'તેણે ગાય મારી.' 'તેણે ગાયને મારી' બંને વાક્યોમાં ક્રિયાપદ કર્માનુસારી છે. પણ હિંદુસ્તાની વાક્યોમાં જોઈએ છીએ તો પહેલા વાક્યમાં ક્રિયાપદ કર્માનુસારી સ્ત્રીલિંગમાં છે અને બીજા વાક્યમાં તે પુંલ્લિંગમાં છે. આ ભેદ એ જ હિંદુસ્તાની રચનાની એક વિશેષતા છે. હિંદુસ્તાનીમાં એવો નિયમ છે કે, વાક્યમાં કર્મ ન હોય અથવા કર્મને કર્મવિભક્તિનો પ્રત્યય લાગેલો હોય તો ક્રિયાપદ પુંલ્લિંગ ત્રીજા પુરુષ એકવચનમાં જ આવે. ઉદા૦

मैंने खाया। મેં ખાધું,
मैंने लड़केको बुलाया। મેં છોકરાને બોલાવ્યો.
उसने रास्तेमें एक लड़कीको देखा। તેણે રસ્તામાં એક છોકરીને જોઈ.
शिकारियोंने कुत्तोंको छोड़ा। શિકારીઓએ કૂતરાઓને છોડ્યા.
कुत्तोंने बिल्लीको घेरा। કૂતરાંએ બિલાડીને ઘેરી.

આમાંનાં જ થોડાં વાક્યો આપણે કર્મનો પ્રત્યય કાઢી નાખીને લખીએ એટલે ક્રિયાપદનાં રૂપો પણ તરત બદલાઈ જશે. જેમ કે,

उसने रास्तेमें एक लड़की देखी। તેણે રસ્તામાં એક છોકરી જોઈ.
शिकारियोंने कुत्ते छोड़े। શિકારીઓએ કૂતરા છોડ્યા.
कुत्तोंने बिल्ली घेरी। કૂતરાંએ બિલાડી ઘેરી.

હિંદુસ્તાની શીખનારાઓ માટે આ નિયમ ખૂબ અગત્યનો છે, એટલે જ એને આટલી વિગતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

કર્મના અર્થમાં થતા से પ્રત્યયના પ્રયોગની ચર્ચા કરણ-કારણ-વિભક્તિની ચર્ચામાં આવશે.

## કરણ – કારણ – વિભક્તિ

ઉપર કર્તાવિભક્તિની ચર્ચામાં કરણવિભક્તિના से પ્રત્યયનો ઉલ્લેખ એક વાર આવી ગયો છે. હવે અહીં હું એની વિશેષ ચર્ચા કરવા માગું છું. આપણે ગુજરાતીમાં કરણ – કારણના અર્થમાં 'એ' અને 'થી' એ બે પ્રત્યયો વાપરીએ છીએ. ઉદા૦ 'મેં પેન્સિલે પત્ર લખ્યો' અથવા 'મેં પેન્સિલથી પત્ર લખ્યો.' આ બંને વાક્યો કરણવાચક છે. 'તાવે મારું માથું દુખે છે' અથવા 'તાવથી મારું માથું દુખે છે.' આ બંને વાક્યો કારણવાચક છે. હિંદુસ્તાનીમાં કરણ – કારણ દર્શાવનાર પ્રત્યય એકલો 'से' જ છે, એટલે આ વાક્યો હિંદુસ્તાનીમાં આ પ્રમાણે લખાશે:

मैंने पेन्सिलसे पत्र लिखा।
तापसे मेरा सिर दुख रहा है।

આ ઉપરાંત ગુજરાતીમાં આપણે કરણ-કારણ-વિભક્તિ પાસે જે કામો લઈએ છીએ તેમાંનાં ઘણાંખરાં હિંદુસ્તાનીમાં પણ લેવાય છે. જેમ કે,

મારી વાત ધ્યાનથી સાંભળો. मेरी बात ग़ौरसे सुनो।
ઘી શા ભાવે મળ્યું? घी किस भावसे मिला?
જવાથી ડરો નહીં. जानेसे डरो मत।
દુઃખથી નાખુશ ન થવું. दुःखसे नाखुश न होना।
તે સ્વભાવે ક્રોધી છે. वह स्वभावसे क्रोधी है।

આ તો સહેલું છે. પણ એટલાથી પતતું નથી. 'से' પાસેથી તો હિંદુસ્તાનીભાષી લોકો ખૂબ કામ લે છે, અને તેને માત્ર કરણ – કારણ કે અપાદાનમાં જ નહીં, પણ બીજી અનેક રીતે વાપરે છે. જેમ કે, કર્મ-વિભક્તિનું કામ પણ ઘણી વાર से પાસે જ કરાવવામાં આવે છે. ઉદા૦ મેં જગન્નાથને કહ્યું. એનું હિંદુસ્તાની થશે– मैंने जगन्नाथसे कहा। વળી मैंने जगन्नाथको कहा। એમ પણ થઈ શકશે. પણ આ બંને વાક્યોનો અર્થ એક નહીં થાય. બંને વાક્યો જુદો જુદો અર્થ વ્યક્ત કરે છે. પહેલા વાક્યનો અર્થ તો બરાબર આપણે ગુજરાતીમાં કર્યો છે તેવો જ થશે કે, મેં જગન્નાથને અમુક વાત જણાવી. પણ બીજા વાક્યનો

અર્થ એવો થશે કે, મેં જગન્નાથને અમુક કામ કહ્યું — તે કરવાની તેને સૂચના આપી કે આજ્ઞા કરી.

નોંધ: '–से कहना' અને– 'को कहना' એ બંને અર્થો અંગ્રેજી to tell માં સમાઈ જાય છે. ઉદા૦ I told him you are coming. તમે આવવાંના છો એમ મેં તેને જણાવ્યું. I told him to be present here at noon. મેં તેને બપોરે હાજર રહેવા આજ્ઞા કરી. અંગ્રેજીમાં આવા જ અર્થમાં ask પણ વપરાય છે.

હવે આપણે બીજાં બે વાક્યો લઈએ:

वह आपसे पूछ रहा है।
वह आपको पूछ रहा है।

નવો શિખાઉ માણસ તો આ બંને વાક્યોનો અર્થ સરખો જ કરશે કે, તે તમને પૂછે છે પણ ખરું જોતાં, આ બંને વાક્યોનો અર્થ જુદો જુદો થાય છે. પહેલા વાક્યનો અર્થ એ થાય છે કે, તે માણસ તમને કંઈ વસ્તુ પૂછે છે. બીજા વાક્યનો અર્થ એ થાય છે કે, તે માણસ તમારે વિષે પૂછે છે.

આ બીજા વાક્યનો અર્થ સ્પષ્ટ કરવા એક ઉદાહરણ લઈએ. ધારો કે હું વિદ્યાપીઠમાં કોશકાર્યાલયમાં બેઠો બેઠો કામ કરી રહ્યો છું. એવામાં કોઈ માણસ આવીને નીચે મારી તપાસ કરે છે કે, નગીનભાઈ ક્યાં છે? જો અમારા હિંદુસ્તાનીના અધ્યાપક એ માણસને સામા મળી જાય તો પૂછે કે आप किसको पूछ रहे हैं? અને પછી ઉપર આવીને મને કહે કે, नगीनभाई, नीचे कोई आदमी आपको पूछ रहा है। અને વધારામાં જો એમને એમ કહેવું હોય કે મને પણ તેણે પૂછ્યું તો તેઓ કહે કે मुझसे भी उसने पूछा। આ દાખલા ઉપરથી 'से' અને 'को'ના પ્રયોગથી અર્થમાં કેવો ફેર પડે છે તે સમજાયું હશે.

હજી બીજાં બે વાક્યો લઈએ:

मै उनसे कल मिला था।
मै उनको कल मिला था।

આમાંના પહેલા વાક્યનો અર્થ એવો થાય છે કે, હું કાલે તેમને મળવા ગયો હતો — ચાહીને ચેતીને મળ્યો હતો. પણ બીજા વાક્યનો અર્થ એવો થાય છે કે, હું કાલે તેમને મળી ગયો હતો — અકસ્માત્ મળી ગયો હતો, ભેટો થઈ ગયો હતો. 'से' અને 'को'ના પ્રયોગથી અર્થમાં પડી જતા સૂક્ષ્મ ભેદનું આ સારું ઉદાહરણ છે.

આ ઉપરાંત કેટલાંક ક્રિયાપદો જ એવાં છે કે જેમની સાથે 'से' પ્રત્યય જ વાપરવો પડે. આવાં ક્રિયાપદોની એક લાંબી યાદી હું અહીં આપી દેવા માગું છું:

गुफ्तगु, वातचीत करना
वादा करना
सलूक करना (વર્તવું)
इन्कार करना
नफ़रत करना (ઘૃણા કરવી)
शादी करना–होना
ख़ुश होना
नाखुश होना
टक्कर खाना
डरना
कहना (को પણ)
पूछना ( ,, )
दोस्ती करना
दुश्मनी करना
इकरार करना (કબૂલત, પ્રતિજ્ઞા કરવી)
पेश आना (વર્તવું)
महब्बत करना
मुख़ातिब होना (સંમુખ થવું)
वाक़िफ होना
राज़ी होना
आज़ाद होना
वदला लेना
लड़ना
बोलना

ઉપર ગણાવેલાં ક્રિયાપદોમાંનાં ઘણાંખરાં સમજાય એવાં છે. પણ કેટલાંક એવાં છે કે જેમને વિષે ઉદાહરણ આપવાની જરૂર છે. ઉદા૦

મેં તમને વચન આપ્યું હતું, તમારી સાથે કોલ કર્યો હતો. मैंने आपसे वादा किया था, इकरार किया था એમ થશે.

તેણે કામ કરવાની ના પાડી. उसने काम करनेसे इन्कार कर दिया।

તે આપની સાથે સારી રીતે ન વર્ત્યો. वह आपसे अच्छी तरह पेश नही आया। उसने आपसे अच्छा सलूक नही किया।

રામનાં લગ્ન સીતા સાથે થયાં હતાં. રામે સીતા સાથે લગ્ન કર્યાં હતાં. रामकी शादी सीतासे हुई थी। रामने सीतासे शादी की थी।

ગાંધીજી તમારા ઉપર ખૂબ રાજી (પ્રસન્ન) રહે છે.

गांधीजी आपसे बहुत राज़ी रहते हैं। એ જ પ્રમાણે खुश અને नाखुश.

હું તારા ઉપર વેર વાળીશ. मैं तुझसे बदला लूँगा।

નોંધ:—આ બધા દાખલાઓનો જો આપણે વિચાર કરીએ તો જણાશે કે, ગુજરાતીમાં આપણે જે અર્થમાં 'ની સાથે' વાપરીએ છીએ તે અર્થમાં હિંદીમાં से વપરાય છે. ઉપર નોંધેલાં ઘણાંખરાં ક્રિયાપદો આપણે ગુજરાતીમાં 'ની સાથે' વાપરીને વાક્યમાં ગૂંથી શકીએ એમ છીએ. નામની સાથે નહીં, કામની સાથે કામ છે. नामसे नहीं कामसे काम है। અહીં પણ એમ જ છે. डरना, आज़ाद होना અને वाक़िफ़ होना એ ક્રિયાપદો એવાં છે કે એની સાથે આપણે ગુજરાતીમાં 'થી' વાપરીએ છીએ.

### સંપ્રદાન-વિભક્તિ

કર્મવિભક્તિનો પ્રત્યય અધ્યાહાર રહી શકે છે, પણ સંપ્રદાન-વિભક્તિનો પ્રત્યય નથી રહેતો. કેટલાક દાખલા જુઓ:—

मैंने उसको रुपया दिया — મેં એને રૂપિયો આપ્યો.
गोविंद खेलनेको तैयार है — ગોવિંદ રમવાને તૈયાર છે.
लड़कोंको काम क्या ! — છોકરાંને કામ શું?
मुझे कल बम्बई जाना है — મારે કાલે મુંબઈ જવું છે.
किसीको इससे आश्चर्य न होगा — કોઈને આથી આશ્ચર્ય નહીં થાય.

### અપાદાન-વિભક્તિ

અપાદાન-વિભક્તિનો પ્રત્યય પણ 'से' જ છે. એટલે આપણે ઉપર से ના જેટલા ઉપયોગો જોયા તેમાં આ અપાદાનનો એક વધારે ઉમેરવાનો રહે છે. આથી વિશેષ એ સંબંધે કંઈ કહેવા જેવું રહેતું નથી.

એના કેટલાક દાખલા નીચે આપ્યા છે:—

गांधीजी पूनासे गये। — ગાંધીજી પૂનાથી ગયા.
ऊखसे शक्कर बनती है। — શેરડીમાંથી ખાંડ બને છે.
अहमदाबादसे बम्बईकी सफर — અમદાવાદથી મુંબઈની સફર

तुझसे वह ऊँचा है। — તારાથી તે ઊંચો છે.

हाथसे गिर गया। — હાથમાંથી પડી ગયો.

आप लोगोंमेंसे कौन चलेगा?। — તમારામાંથી કોણ આવશે?

## સંબંધ-વિભક્તિ

જે અનેક સંબંધો અને અર્થો વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં આ વિભક્તિ વપરાય છે, તે બધા સંબધો અને અર્થો હિંદીમાં પણ એ વિભક્તિ દ્વારા દર્શાવાય છે આમ છતાં કેટલીક વિશેષતાઓ પ્રત્યે ધ્યાન ખેંચવાની જરૂર લાગે છે :

૧. સગાંસંબંધી હોવાં, શરીરનાં અંગ હોવાં, કે સ્થાવર મિલકત હોવી, એ અર્થો બતાવવા માટે સંબંધવિભક્તિ હમેશાં પુંલ્લિંગ બહુવચનમાં જ વપરાય છે. ઉદા૦ દશરથ રાજાને ચાર દીકરા હતા, दशरथ राजाके चार बेटे थे। મારે એક ભાઈ છે: मेरे एक भाई है। મારે બે હાથ છે. मेरे दो हाथ हैं। તમારે ઘર છે? आपके मकान है? આવા સંબધ દર્શાવવા આપણે ગુજરાતીમાં સંપ્રદાન વિભક્તિનો 'ને' પ્રત્યય વાપરીએ છીએ. આથી હિંદી બોલતાં લખતાં 'दशरथ राजाको चार लडके थे। જેવી ભૂલો થવાનો ઘણો સંભવ છે.

૨. ભાવવાચક વસ્તુ સાથેનો સંબંધ દર્શાવવા માટે સંપ્રદાન વિભક્તિ (को)નો ઉપયોગ થાય છે. ઉદા૦

મને ફુરસદ નહોતી मुझको फुरसत न थी।

તેને તાવ છે. उसको बुखार है।

૩. આ સિવાયની વસ્તુઓ સાથેનો સંબધ બતાવવા માટે के पास નો ઉપયોગ થાય છે. ઉદા૦

મારી પાસે એક ઘોડો છે. मेरे पास एक घोडा है।

મારી પાસે એક સારો નોકર છે. मेरे पास एक अच्छा नोकर है।

૪. જો સંબંધ ધરાવનાર નામ અજીવ હોય તો में થી સંબંધ દર્શાવાય છે. ઉદા૦

मेरे बंगलेमे बडा बाग है। મારા બંગલામાં મોટો બાગ છે.

આપણે ગુજરાતીમાં પણ લગભગ આ બધા નિયમો પાળીએ છીએ.

પણ સંબંધવિભક્તિના ઉપયોગમાં ખરી મુશ્કેલી તો નામયોગી અવ્યયો સાથે કયો પ્રત્યય વાપરવો — સ્ત્રીલિંગ કે પુંલ્લિંગ, એ નક્કી કરવામાં આવે છે. આ વસ્તુનો આપણે ગુજરાતીમાં પણ વિચાર કરેલો નથી. પણ આપણી તો એ સ્વભાષા રહી, એટલે રૂઢિ અનુસાર આપણે એનો પ્રયોગ કરીએ છીએ. આપણે માટે જે તદ્દન સ્વાભાવિક સરળ છે, તે પરપ્રાંતીઓ માટે ભારે મૂંઝવણ ઊભી કરનાર થઈ પડે છે. થોડાં ઉદાહરણ લઈએ :

| | |
|---|---|
| તેની બહાર | તેની અંદર |
| તેની નીચે | તેની ઉપર |
| તેની સાથે | તેની સામે |
| તેની માફક | તેની પેઠે |
| તેની જેમ | તેની પાસે |
| તેની પાછળ | તેની વચ્ચે |
| તેની તરફ | તેની આસપાસ; તેની મહીં |

આ બધાં નામયોગીઓ સાથે આપણે ‘ની’ પ્રત્યય વાપરીએ છીએ.

હવે આ બીજાં જુઓ :

| | |
|---|---|
| તેને બદલે | તેને લીધે |
| તેને સારુ | તેને માટે |
| તેને ખાતર | તેને વાસ્તે, તેને વિષે, તેને કાજે |

અહીં આપણે ‘ને’ પ્રત્યય વાપરીએ છીએ.

હવે આ ત્રીજો વર્ગ જુઓ :

| | |
|---|---|
| તેના વિના | તેના વગર |
| તેના સિવાય | તેના જેવું |
| તેના કરતાં | તેના તરફ |
| તેના ઉપર | તેના ઉપરાંત |
| તેનામાં | તેના પર |
| તેના જેટલું | |

અહીં આપણે ‘ના’ પ્રત્યય વાપરીએ છીએ.

આપણે વ્યાકરણમાં એટલું શીખીએ છીએ કે, નામયોગીની સાથે સંબંધવિભક્તિ વપરાય છે. પણ તેમાં આવો સૂક્ષ્મ વિવેક કરવાનો હોય છે, એનો આપણને ખ્યાલ આવતો નથી. અને આવો જ વિવેક હિંદુસ્તાનીમાં પણ પળાય છે. એટલે તે જો આપણે ન સમજી લઈએ, તો આપણે જરૂર ભૂલ કરીએ. એટલે હું હિંદુસ્તાની શબ્દોની માહિતી પણ જરા વિગતે આપવા માગું છું.

હિંદીમાં સંબંધવિભક્તિના પ્રત્યય એકવચનમાં का की के તથા અનેક વચનમાં के અને की છે. પણ 'आप' અને દર્શક સર્વનામ સિવાયનાં સર્વનામોને रा અને रे અને री લાગે છે. ઉદા૦ मेरा, तुम्हारा, तेरी, हमारे, વગેરે.

નીચે આપેલાં નામયોગીઓ પહેલાં रे અથવા के પ્રત્યય લગાડવો પડે છે :

| | |
|---|---|
| करीब (લગભગ) | पार |
| गिर्द (આસપાસ) | मुआफ़िक, माफिक |
| अलावा (સિવાય) | मुताबिक़ (પ્રમાણે) |
| बराबर | बतौर (જેમ) |
| वास्ते | दरमियान |
| अंदर | सामने |
| नीचे | बदले |
| ऊपर | नजदीक |
| पीछे | बग़ैर (વિના) |
| पर | आगे |
| लिये | परे |
| बाहर | बीच |
| पास | साथ |

નીચેનાંની પહેલાં री અથવા की પ્રત્યય લગાડવો પડે છે:

बाबत, ख़ातिर, तरफ, तरह, बजहसे.

આ બે હિંદુસ્તાની વર્ગોને ઉપર નોંધેલા ગુજરાતી વર્ગો સાથે સહેજ સરખાવીશું તો જે કેટલીક જગ્યાએ બે ભાષા વચ્ચે પ્રયોગભેદ છે તે નજરે ચડ્યા વિના રહેશે નહીં.

આ ઉપરાંત બીજા કેટલાક વિશેષ પ્રયોગોમાં પણ આ સંબંધ-વિભક્તિ વપરાય છે, તેની અહીં નોંધ લેવી જોઈએ. એટલે એવાં મારી નજરે ચડેલાં બેચાર ઉદાહરણ નોંધું છું:

| | |
|---|---|
| કોઈને સાથ આપવો | किसीका साथ देना । |
| કોઈને નુકસાન કરવું | किसीका नुक़सान करना । |
| કોઈની રાહ જોવી | किसीका इन्तज़ार करना । |
| કોઈને વહાલા થવું—હોવું | किसीका प्यारा होना । |

અધિકરણ અને સંબોધન વિભક્તિ વિષે ખાસ નોંધવા જેવું કંઈ નથી.

છેવટે વિભક્તિના પ્રત્યય લખવા વિષે એક વાત નોંધવાની રહે છે. ગુજરાતીમાં આપણે પ્રત્યયો નામની સાથે જોડીને લખીએ છીએ. જેમ કે, મકાનમાં, કલમથી, ઘરમાંથી વગેરે. પણ હિંદુસ્તાનીમાં પ્રત્યયો ભેગા પણ લખાય છે અને જુદા પણ લખાય છે. જેમ કે, किसीका प्यारा; आपसे पूछा । उसको दिया । અથવા किसी का प्यारा; आप से पूछा । उस को दिया । નવું વલણ પ્રત્યયો ભેગા લખવા તરફ છે.

## ૮

# કેટલીક ધ્યાનપાત્ર બાબતો

હવે હું બે ત્રણ નાની પણ ઉપયોગી બાબતોની સહેજ ચર્ચા કરીશ.

### ૧

### નકારવાચક શબ્દોનો પ્રયોગ

દરેક ભાષામાં નકારવાચક શબ્દોનો પ્રયોગ પણ રૂઢિજ્ઞાન માગી લે છે. આપણી ગુજરાતીમાં પણ ના, નહીં, મા, ન, નથી, નો, વગેરે નકાર-વાચક શબ્દો ગમે તેમ વપરાતા નથી, પણ એની રૂઢિઓ નક્કી થયેલી છે. ઉદા૦ 'તે ગયો ના' બોલીએ કે લખીએ તો તે વિચિત્ર લાગે છે. પણ 'તે ન ગયો,' અથવા 'તે ના ગયો' એમ કહીએ તો ચાલે.

એ જ રીતે હિંદુસ્તાનીમાં પણ નકારવાચક જે ત્રણ શબ્દો છે: न, नहीं, मत, તેમના ઉપયોગ વિષે કેટલીક વસ્તુઓ નોંધવા જેવી છે.

### न વિષે

પહેલાં આપણે न નો વિચાર કરીશું. न આટલી જગ્યાએ વપરાય છે:

૧. વાક્યમાં જ્યારે સહાયકારી ક્રિયાપદ ન હોય ત્યારે. ઉદા० वह घरके अंदर न आया । પણ જો આપણે આ વાક્યમાં સહાયકારી ક્રિયાપદ ઉમેરીએ તો 'न' ને બદલે नही વાપરવું પડે. ઉદા० वह घर के अंदर नहीं आया था। બીજો એક દાખલો લઈએ: वह न बोला। પણ સહાયકારી ક્રિયાપદ ઉમેરીએ તો वह नहीं बोला था ।

૨. શંકા કે ભયવાચક ક્રિયાપદ પછી. ઉદા० शायद वह न आय । ऐसा न हो कि वह आ जाय ।

૩. ક્રિયાતિપત્ત્યર્થમાં. ઉદા० अगर मै वहाँ न जाता तो वह न आता । अगर आप न बोलते तो वह चला जाता ।

૪. 'चाहिये' અને 'था' પહેલાં. ઉદા० आपको ऐसा करना न चाहिये । घरमें कोई न था ।

૫. સામાન્ય કૃદન્ત આજ્ઞાર્થમાં વપરાયું હોય તો તેની પહેલાં. ઉદા० वहाँ न जाना ।

૬. અનુજ્ઞા માગતા રૂપ પહેલાં. ઉદા० मैं अदर न जाऊँ?

૭. વાક્યને અંતે પ્રશ્નસૂચક તરીકે. ઉદા० तुम रोटी खाओगे न?

### नहीं વિષે

'न' પછી 'नही' લઈએ. એના ઉપયોગ સંબંધે આટલી વસ્તુ નોંધવા જેવી છે:

૧. જ્યારે વાક્યમાં સહાયકારક ક્રિયાપદ આવ્યું હોય અથવા અધ્યાહાર હોય ત્યારે. ઉદા० वह नही आता है । वह नहीं आया ।

૨. જ્યારે ક્રિયાપદ અધ્યાહાર હોય ત્યારે. ઉદા० कुछ परवा नहीं ।

૩. ફરજિયાતપણું દર્શાવનારાં ક્રિયાપદોની સાથે. ઉદા० तुमको जाना नहीं पड़ेगा ।

૪. જ્યારે સામાન્ય કૃદન્ત સંમાનવાચક વિધ્યર્થમાં વપરાયું હોય ત્યારે. ઉદા૦ जाना नहीं ।

### मत વિષે

હવે मत. એ માત્ર આજ્ઞાર્થમાં જ વપરાય છે. ઉદા૦ मत जाओ ।
એ 'न' નો એક પ્રયોગ નોંધવા જેવો છે : न मैं आया, न वह गया ।

## ૨

## બીજો પુરુષ સર્વનામ

ગુજરાતીમાં બીજો પુરુષ સર્વનામ ત્રણ છે: તું, તમે, આપ. હિંદુસ્તાનીમાં પણ ત્રણ છે: तू, तुम, आप. આપણને પહેલી નજરે એમ લાગે કે, આપણા આ ગુજરાતી અને હિંદુસ્તાની શબ્દો સમાનાર્થક છે, પણ ખરું જોતાં તેમ નથી. હિંદુસ્તાની 'तू' આપણા 'તું' કરતાં વધારે તુચ્છતાવાચક છે, એટલે આપણે ત્યાં જ્યાં જ્યાં 'તું' વપરાય, ત્યાં ત્યાં હિંદુસ્તાની 'तू' ન વાપરી શકાય. આપણે ત્યાં વિદ્યાર્થીઓ સામાન્ય રીતે એકબીજાને માટે 'તું' વાપરે છે. તે સ્થાને હિંદુસ્તાનીમાં 'तुम' વાપરવું જોઈએ.

એ જ રીતે ગુજરાતી 'તમે' હિંદુસ્તાની 'तुम' કરતાં વધારે માનવાચક છે. આપણે અજાણ્યા સજ્જન સાથે પણ 'તમે'થી વાત શરૂ કરીએ તો તે અવિનય ન લેખાય. વિદ્યાર્થી શિક્ષકને 'તમે' કહે તો તેમાં બેઅદબી ન લાગે. પણ હિંદુસ્તાનીમાં આ બંને જગ્યાએ 'आप' જ વાપરવું જોઈએ; 'तुम' અપમાનસૂચક ગણાય એટલે હિંદુસ્તાનીમાં આપણે માનાર્થે 'आप' નો જ ઉપયોગ કરવો. અને નહીં ત્યાં 'तुम' વાપરવું. तू જવલ્લે જ વાપરવું.

આપણે 'आप' કેવળ બીજા પુરુષમાં જ વાપરીએ છીએ. હિંદુસ્તાનીમાં એ ત્રીજા પુરુષમાં પણ માનાર્થે વપરાય છે. જેમ કે, મારે કાનપુરથી આવેલા કોઈ સજ્જનનો સભામાં પરિચય આપવો હોય તો હું કહું: आप कानपुरसे आये हैं ।

## 3

## વિશિષ્ટ વાક્યરચના

વિભક્તિની ચર્ચામાં જ વાક્યરચનાની કેટલીક વિશેષતાઓ તો આવી ગઈ છે, એટલે એ સંબંધે મારે ઝાઝું કહેવાનું રહેતું નથી. આધુનિક હિંદુસ્તાનીમાં ગદ્ય વાંચતાં મને પોતાને લાગ્યું છે કે, આપણી ઉત્તર હિંદની ચાર ભાષાઓમાં હિંદુસ્તાની ઉપર અંગ્રેજી વાક્યરચનાની સૌથી વિશેષ અસર થયેલી છે. અંગ્રેજી જેવા જ વિશેષણ-ખંડો, ક્રિયાવિશેષણ-ખંડો વગેરે બધું હિંદુસ્તાનીમાં વપરાય છે. આ વસ્તુ એટલી તો તરી આવે એવી છે કે એને માટે મારે ઝાઝા દાખલા આપવાની જરૂર નથી. બે બસ થશે

१. सदनकी दशा इस समय उस मनुष्यकी सी थी जो रातको जंगलमें भटकता हुआ अंधेरी रात पर झूंझलाता है ।

२. और तुमने उसके साथ यह अत्याचार केवल इसलिये किया कि मैं उसकी बहन हूं, जिसके पैरो पर तुमने बरसो नाक रगड़ी है ।

હવે હું એકબે વિશેષતાઓ નોંધી આગળ ચાલીશ. ચાલુ કાળ બતાવવા માટે આપણે વર્તમાન કૃદંતનો ઉપયોગ કરીએ છીએ. જેમ કે, હું લખતો હતો. હું લખતો હઈશ. પણ હિંદુસ્તાનીમાં मैं लिख रहा था । मे लिख रहा हूंगा । એનું આપણે બરાબર ગુજરાતી કરીએ તો 'હું લખી રહ્યો હતો' 'હું લખી રહ્યો હઈશ,' એમ થાય. એનો અર્થ એવો થાય કે 'મેં લખવાનું પૂરું કર્યું હતું,' 'મેં લખવાનું પૂરું કર્યું હશે.' પણ ગાંધીજીએ આ હિંદુસ્તાની પ્રયોગ ગુજરાતીમાં દાખલ કરી દીધો છે અને તે ચાલુ થઈ ગયો છે. આજે આપણે ચાલુ વર્તમાનકાળ દર્શાવવામાં પણ એ વાપરીએ છીએ. જેમ કે, 'હું એ જ કામ કરી રહ્યો છું.' હિંદુસ્તાનીમાં मै यही काम कर रहा हूं । હિંદુસ્તાનીમાં કેવળ વર્તમાનકાળની મદદથી સાધેલા રૂપનો અર્થ તે ક્રિયા નિયમિત થાય છે એવું સૂચવે છે. જેમ કે, मै यही काम करता हूं ।

ગુજરાતીમાં કામ પૂરું કરી દીધાનો જે અર્થ છે, તે હિંદુસ્તાનીમાં આ રીતે દર્શાવાય છે: मैं खा चुका हूँ । मै पत्र लिख चुका हूँ ।

અંગ્રેજી રાજ્યની સાથે સાથે આપણા દેશમાં 'કાઢી મૂકવામાં આવશે,' 'રદ કરવામાં આવશે' જેવા કર્તા વિનાના પ્રયોગો શરૂ થયા છે. એ પ્રયોગ હિંદુસ્તાનીમાં આવી રીતે દર્શાવાય છે: निकाल दिया जायगा। रद किया जायगा। આ પુસ્તક શીખવવામાં આવશે: यह किताब पढ़ाई जायगी।

તમારે રોજ પાઠ વાંચવો જોઈએ: आपको हमेशा सवक़ पढ़ना चाहिये અથવા आपको चाहिये कि आप हमेशा सवक़ पढ़ें। આ બીજી રચના હિંદુસ્તાનીની ખાસ રચના છે.

૯

## પ્રાચીન સાહિત્ય અને લોકજીવન

હવે છેલ્લા બે મુદ્દા રહ્યા: સ્થાનિક પ્રાચીન સાહિત્યની ભૂમિકા, અને સ્થાનિક લોકજીવનની ભૂમિકા. આ બંને વસ્તુનાં દૃષ્ટાંત મારી પાસે છે નહીં, છતાં હું શું કહેવા માગું છું તે ટૂંકમાં અહીં લખું છું. દરેક પ્રાંતના પ્રાચીન સાહિત્યમાં કેટલાંક પાત્રો, કેટલાંક વચનો, કેટલાક પ્રસંગો એવા હોય છે, જેનો પછીના સાહિસમાં ઉલ્લેખ વારે વારે આવે. જે માણસ એ પ્રાચીન સાહિત્ય ન જાણતો હોય તેને માટે એ સમજવું મુશ્કેલ થઈ પડે. અંગ્રેજી વાંચનારાઓ જાણે છે કે, અંગ્રેજી લખાણમાં આવતા પ્રાચીન ગ્રીક પુરાણના ઉલ્લેખો કેવા મૂંઝવનારા થઈ પડે છે.

એવું જ લોકજીવન વિષે. દરેક પ્રાંતના લોકજીવનમાં કેટલીક એવી વિશેષતા છે જ, જે બીજા પ્રાંતના લોકજીવનમાં ન હોય. એવા કોઈ આચાર, કોઈ રિવાજ, કોઈ વિધિ, કોઈ ઉત્સવ કે બીજા કશાનો સાહિત્યમાં ઉલ્લેખ આવે અને આપણે તેનાથી માહિતગાર ન હોઈએ તો આપણને તેટલો ભાગ સમજાય નહીં. એટલે આપણે જે પ્રાંતના સાહિત્યનો અભ્યાસ કરવા માગતા હોઈએ, તેના પ્રાચીન સાહિત્યનો અને તેના લોકજીવનનો પણ પરિચય મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

१

# નામનાં રૂપો

## પુંલ્લિંગ નામો

### १. अकारान्त

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| १. कर्ता | वालक, वालकने | वालक, वालकोंने |
| २. कर्म | वालकको | वालकोंको |
| ३. करण | वालकसे, —के द्वारा | वालकोसे, —के द्वारा |
| ४. संप्रदान | वालकको, —के लिए | वालकोंको, —के लिए |
| ५. अपादान | वालकसे | वालकोसे |
| ६. सम्बन्ध | वालकका, —के—की | वालकोका—के—की |
| ७. अधिकरण | वालकमें, —पर | वालकोमे, —पर |
| ८. संवोधन | हे वालक | हे वालको |

[अजी, अहो, अरे]

### २. आकारान्त विकृत

| | | |
|---|---|---|
| कर्ता | लड़का, लड़केने | लड़के, लडकोने |
| कर्म | लड़केको | लडकोको |
| संवोधन | हे लड़के | हे लड़को |

### ३. आकारान्त (अविकृत)

| | | |
|---|---|---|
| कर्ता | राजा, राजाने | राजा, राजाओने |
| कर्म | राजाको | राजाओको |
| संवोधन | हे राजा | हे राजाओ |

### ४. आकारान्त (वैकल्पिक)

| | | |
|---|---|---|
| कर्ता | वाप-दादा, वाप-दादाने | वाप-दादा,—दे, वाप-दादाओं, —दोंने |
| कर्म | वाप-दादाको | वाप-दादाओ,—दादोको |
| संवोधन | हे वाप-दादा,—दे | हे वाप-दादाओ,—दादो |

### ५. इकारान्त

| | | |
|---|---|---|
| १. कर्ता | मुनि, मुनिने | मुनि, मुनियोंने |
| २. कर्म | मुनिको | मुनियोंको |
| ८. संबोधन | हे मुनि | हे मुनियो |

### ६. ईकारान्त

| | | |
|---|---|---|
| १. कर्ता | माली, मालीने | माली*, मालियोंने |
| २. कर्म | मालीको | मालियोंको |
| ८. संबोधन | हे माली | हे मालियो |

### ७. उकारान्त

| | | |
|---|---|---|
| १. कर्ता | साधु, साधुने | साधु, साधुओंने |
| २. कर्म | साधुको | साधुओंको |
| ८. संबोधन | हे साधु | हे साधुओ |

### ८. ऊकारान्त

| | | |
|---|---|---|
| कर्ता | डाकू, डाकूने | डाकू, डाकुओंने |
| कर्म | डाकूको | डाकुओंको |
| संबोधन | हे डाकू | हे डाकुओ |

### ९. एकारान्त

| | | |
|---|---|---|
| कर्ता | चौबे, चौबेने | चौबे, चौबोंने |
| कर्म | चौबेको | चौबोंको |
| संबोधन | हे चौबे | हे चौबो |

### १०. ओकारान्त

| | | |
|---|---|---|
| कर्ता | रासो, रासोने | रासो, रासोंने |
| कर्म | रासोको | रासोंको |
| संबोधन | हे रासो | हे रासो |

---

* ઈકારાન્ત ઊકારાન્ત શબ્દોના બ૦ વ૦ રૂપમાં ઈ, ઊ : હ્રસ્વ થઈ જાય છે.

## ११. सानुस्वार ओकारान्त

| | | |
|---|---|---|
| १. कर्ता | कोदो, कोदोने | कोदों, कोदोंने |
| २. कर्म | कोदोंको | कोदोंको |
| ८. संवोधन | हे कोदों | हे कोदों |

## १२. औकारान्त

| | | |
|---|---|---|
| १. कर्ता | जौ, जौने | जौ, जौओने |
| २. कर्म | जौको | जौओंको |
| ८. संवोधन | हे जौ | हे जौओ |

## સ્ત્રીલિંગ નામો

### १. अकारान्त

| कारक | ए० व० | ब० व० |
|---|---|---|
| १. कर्ता | वहिन | वहिनें |
| | ,, ने | वहिनोंने |
| २. कर्म | वहिनको | वहिनोंको |
| ३. करण | वहिनसे, –के द्वारा | वहिनोंसे, –के द्वारा |
| ४. संप्रदान | वहिनको, –के लिए | वहिनोंको, –के लिए |
| ५. अपादान | वहिनसे | वहिनोसे |
| ६. संवंध | वहिनका,–के–की | वहिनोंका,–के–की |
| ७. अधिकरण | वहिनमें,–पर | वहिनोमे,–पर |
| ८. संवोधन | हे वहिन | हे वहिनो |

[ अजी, अहो, अरी ]

### २. आकारान्त ( संस्कृत )

| | | |
|---|---|---|
| १. | शाला, शालाने | शालाएं, शालाओने |
| २. | शालाको | शालाओंको |
| ८. | हे शाला | हे शालाओ |

## ३. आकारान्त ( हिन्दुस्तानी )

| | | |
|---|---|---|
| १. | वुढ़िया, वुढ़ियाने | वुढ़ियॉ, वुढ़ियोने |
| २. | वुढ़ियाको | वुढ़ियोको |
| ८. | हे वुढिया | हे वुढ़ियो |

### मॉ

| | | |
|---|---|---|
| १. | मॉ, मॉंने | माए, माओंने |
| २. | मॉको | माओंको |
| ८. | हे मॉ | हे माओ |

## ४. इकारान्त

| | | |
|---|---|---|
| १. | शक्ति, शक्तिने | शक्तियॉ, शक्तियोंने |
| २. | शक्तिको | शक्तियोको |
| ८. | हे शक्ति | हे शक्तियो |

## ५. ईकारान्त

| | | |
|---|---|---|
| १ | थाली, थालीने | थालियॉ, थालियोने |
| २. | थालीको | थालियोको |
| ८. | हे थाली | हे थालियो |

## ६. उकारान्त

| | | |
|---|---|---|
| १. | धेनु, धेनुने | धेनु, धेनुओने |
| २. | धेनुको | धेनुओको |
| ८. | हे धेनु | हे धेनुओ |

## ७, ऊकारान्त

| | | |
|---|---|---|
| १. | वहू, वहूने | वहुएं, वहुओने |
| २. | वहूको | वहुओको |
| ८. | हे वहू | हे वहुओ |

## ८. औकारान्त

| | | |
|---|---|---|
| १. | गौ, गौने | गौएं, गौओंने |
| २. | गौको | गौओंको |
| ८. | हे गौ | हे गौओ |

## ९. सानुस्वार ओकारान्त

| | | |
|---|---|---|
| १. | सरसो, सरसोने | सरसों, सरसोंने |
| २. | सरसोको | सरसोंको |
| ८. | हे सरसों | हे सरसो |

# २

# સર્વનામનાં રૂપો

### "मैं"

| कारक | एक व० | बहु व० |
|---|---|---|
| १. कर्ता | मै, मैने | हम, हमने |
| २. कर्म | मुझको, मुझे | हमको, हमें |
| ३. करण | मुझसे | हमसे |
| ४ संप्रदान | मुझको, मुझे | हमको, हमें |
| ५. अपादान | मुझसे | हमसे |
| ६. संवध | मेरा–रे–री | हमारा–रे–री |
| ७. अधिकरण | मुझमे,–पर | हममें,–पर |

### "तू"

| कारक | एक व० | बहु व० |
|---|---|---|
| १. कर्ता | तू, तूने | तुम, तुमने |
| २. कर्म | तुझको, तुझे | तुमको, तुम्हें |
| ३. करण | तुझसे | तुमसे |
| ४. संप्रदान | तुझको, तुझे | तुमको, तुम्हें |

| | | |
|---|---|---|
| ५. अपादान | तुझसे | तुमसे |
| ६. संबंध | तेरा–रे–री | तुम्हारा–रे–री |
| ७. अधिकरण | तुझमें,–पर | तुममें,–पर |

निजवाचक " आप " ( પોતે )

| | |
|---|---|
| १. कर्ता | आप |
| २. कर्म | अपनेको; आपको |
| ३. करण | अपनेसे, आपसे |
| ४. सम्प्रदान | अपनेको, आपको |
| ५. अपादान | अपनेसे, आपसे |
| ६. संवन्ध | अपना–ने–नी, आपका–के–की |
| ७. अधिकरण | अपनेमें,–पर, आपमे,–पर |

आदरसूचक " आप "

| कारक | (एक जण माटे) | (अनेक माटे) |
|---|---|---|
| १. कर्ता | आप, आपने | आप लोग, आप लोगोने |
| २. कर्म | आपको | आप लोगोको |
| ३. करण | आपसे | आप लोगोसे |
| ४. संप्रदान | आपको–के लिए | आप लोगोको–के लिए |
| ५. अपादान | आपसे | आप लोगोसे |
| ६. संवन्ध | आपका–के–की | आप लोगोका–के–की |
| ७. अधिकरण | आपमें–पर | आप लोगोमें–पर |

यह

| कारक | एक व० | ब० व० |
|---|---|---|
| १. कर्ता | यह, इसने | यह,ये, इनने, इन्होने |
| २. कर्म | इसको, इसे | इनको, इन्हे |
| ३. करण | इससे | इनसे |
| ४. सप्र० | इसको,इसे, इसके लिए | इनको, इन्हें, इनके लिए |

| | | |
|---|---|---|
| ५. अ० | इससे | इनसे |
| ६. सं० | इसकी—के—की | इनका—के—की |
| ७. अधि० | इसमें,—पर | इनमें,—पर |

वह

| કારક | એ० व० | બ० व० |
|---|---|---|
| १. कर्ता | वह, उसने | वह, वे, उनने, उन्होंने |
| २. कर्म | उसको, उसे | उनको, उन्हें |
| ३. करण | उससे | उनसे |
| ४. संप्र० | उसको, उसे | उनको, उन्हें |
| ५. अपा० | उससे | उनसे |
| ६. सं० | उसका—के—की | उनका—के की |
| ७. अधि० | उसमें,—पर | उनमे,—पर |

सो

| કારક | એ० व० | બ० व० |
|---|---|---|
| १. कर्ता | सो, तिसने | सो, तिनने, तिन्होने |
| २ कर्म | तिसको, तिसे | तिनको, तिन्हें |
| ३. करण | तिससे | तिनसे |
| ४. संप्र० | तिसको, तिसे | तिनको, तिन्हें |
| ५ अपा० | तिससे | तिनसे |
| ६ स० | तिसका—के—की | तिनका—के—की |
| ७. अधि० | तिसमें,—पर | तिनमे,—पर |

जो

| કારક | એ० व० | બ० व० |
|---|---|---|
| १. कर्ता | जो, जिसने | जो, जिनने, जिन्होने |
| २ कर्म | जिसको, जिसे | जिनको, जिन्हे |
| ३. करण | जिससे | जिनसे |

| | | |
|---|---|---|
| ४. संप्र० | जिसको, जिसे | जिनको, जिन्हें |
| ५. अपा० | जिससे | जिनसे |
| ६. सं० | जिसका—के—की | जिनका—के—की |
| ७. अधि० | जिसमें,—पर | जिनमें,—पर |

### कौन

| કારક | એ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|
| १. कर्ता | कौन, किसने | कौन, किनने, किन्होंने |
| २. कर्म | किसको, किसे | किनको, किन्हें |
| ३. करण | किससे | किनसे |
| ४. सप्र० | किसको, किसें, किसके लिये | किनको, किन्हें, किनके लिये |
| ५. अपा० | किससे | किनसे |
| ६. सं० | किसका—के—की | किनका—के की |
| ७. अधि० | किसमें,—पर | किनमें,—पर |

### क्या

| | એ૦ વ૦ |
|---|---|
| १. कर्ता | क्या |
| २. कर्म | क्या |
| ३. करण | काहेसे |
| ४ संप्र० | काहेको |
| ५. अपा० | काहेसे |
| ६. सं० | काहेका—के—की |
| ७. अधि० | काहेमें,—पर |

પહેલી બે વિભક્તિમાં क्या રહે છે. પછીનીમાં વ્રજભાષાના 'कहा'ના 'काहे' આદેશ પરથી રૂપો થાય છે. એકવચનમાં જ 'क्या' પ્રાયઃ આવે છે.

## અનિશ્ચયાર્થક સર્વનામ

### कोई

( એકવચનમાં આવે છે. બહુવચનનો ભાવ તે બે વાર વાપરવાથી બતાવાય છે. જેમ કે,

कोई-कोई गाँव तो बहुत बड़े होते हैं ।
किसी किसी गाँवमें पाठशाला भी नहीं रहती । )

| કારક | એક વ૦ |
|---|---|
| ૧. कर्ता | कोई, किसीने |
| ૨. कर्म | किसीको |
| ૩ करण | किसीसे |
| ૪ संप्र० | किसीको, किसीके लिए |
| ૫. अपा० | किसीसे |
| ૬. सं० | किसीका—के—की |
| ૭ अधि० | किसीमें,—पर |

### कुछ

સામાન્ય રીતે પહેલી ને બીજી વિભક્તિમાં મૂળ રૂપે જ વંપરાય છે.

જેમ કે कुछ सुनो तो सही ।

कुछ = कोई એ અર્થમાં વપરાય ત્યારે તે બહુવચનમાં વપરાય છે ને વિભક્તિના પ્રત્યયો તે પ્રમાણે લાગે છે.

જેમ કે, कुछने दिया ।
कुछ भले हैं ।
कुछको हिंदुस्तानी आती है ।
सबमें नहीं, कुछमें ज़रूर दोष है ।

## ૩

# ક્રિયાપદનાં રૂપો

### होना

(होना ક્રિયાપદની સહાય વડે ઘણાંખરાં ક્રિ૦નાં કાળવાચક રૂપો બને છે. શરૂમાં તેનાં રૂપો જોઈએ.)

(નોંધ. પહેલો પુરુષ, બીજો પુ૦, ને ત્રીજો પુ૦ એને હિંદીમાં અનુક્રમે ઉત્તમ, મધ્યમ, અને અન્ય પુરુષ કહે છે અને ઉર્દૂમાં તેને 'મુત્કલ્લિમ,' 'હાઝિર' અને 'ગાયબ' કહે છે. 'મુત્કલ્લિમ'= વાત કરનાર.)

वर्तमानकाल [ पुंल्लिंग स्त्रीलिंग ]

| पुरुष | ए० व० | व० व० |
|---|---|---|
| १ (उत्तम) | मै हूँ | हम हैं |
| २ (मध्यम) | तू है | तुम हो, आप हैं |
| ३ (अन्य) | वह है | वे हैं |

भूतकाल [ पुं० ]

| | | |
|---|---|---|
| १. (उत्तम) | मैं था | हम थे |
| २. (मध्यम) | तू था | तुम थे, आप थे |
| ३. (अन्य) | वह था | वे थे |

(સ્ત્રી૦માં था નું બધે थी અને थे નું थीं થાય છે.)

भविष्यकाल [ पुं० ]

| | ए० व० | व० व० |
|---|---|---|
| १. | मै हूँगा — होऊँगा | हम होगे — होवेंगे |
| २. | तू होगा — होवेगा | तुम होगे — होओगे |
| | | आप होगे — होवेंगे |
| ३. | वह होगा — होवेगा | वे होगे — होवेंगे |

भविष्यकाल [ स्त्री० ]

| | | |
|---|---|---|
| १. | मैं हूँगी — होऊँगी | हम होंगी — होवेंगी |
| २. | तू होगी — होवेगी | तुम होंगी — होओगी |
| | | आप होंगी — होवेंगी |
| ३. | वह होगी — होवेगी | वे होंगी — होवेंगी |

१. सामान्य वर्तमानकाल

| | ए० व० [ पुं० ] | ब० व० |
|---|---|---|
| १. | मैं चलता हूँ | हम चलते हैं |
| २. | तू चलता है | तुम चलते हो |
| | | आप चलते हैं |
| ३. | वह चलता है | वे चलते हैं |

[ स्त्री० ]

| | | |
|---|---|---|
| १. | मैं चलती हूँ | हम चलती हैं |
| २. | तू चलती है | तुम चलती हो, |
| | | आप चलती हैं |
| ३. | वह चलती है | वे चलती हैं |

२. अपूर्ण [ चालु ] वर्तमानकाल

| | ए० व० [ पुं ] | ब० व० |
|---|---|---|
| १. | मैं चल रहा हूँ | हम चल रहे हैं |
| २. | तू चल रहा है | तुम चल रहे हो, |
| | | आप चल रहे हैं |
| ३. | वह चल रहा है | वे चल रहे हैं |

[ स्त्री० ]

| | | |
|---|---|---|
| १. | मैं चल रही हूँ | हम चल रही हैं |
| २. | तू चल रही है | तुम चल रही हो, आप — हैं |
| ३. | वह चल रही है | वे चल रही हैं |

## १. सामान्य भूतकाल

[ पुं० ]

| | | |
|---|---|---|
| १. | मै चला, — सोया | हम चले, — सोये |
| २. | तू चला, — सोया | तुम, आप चले, — सोये |
| ३. | वह चला, — सोया | वे चले — सोये |

[ स्त्री० ]

| | | |
|---|---|---|
| १. | मै चली, — सोई | हम चलीं, — सोई |
| २. | तू चला, — ,, | तुम, आप चलीं, — सोई |
| ३. | वह चली, — ,, | वे चलीं, — सोई |

## २. आसन्न भूतकाल

[ पुं० ]

| | | |
|---|---|---|
| १. | मै चला हूँ | हम चले हैं |
| २. | तू चला है | तुम चले हो, आप — हैं |
| ३. | वह चला है | वे चले हैं |

[ स्त्री. ]

| | | |
|---|---|---|
| १. | मै चली हूँ | हम चली हैं |
| २ | तू चली है | तुम चली हो, आप — हैं |
| ३. | वह चली है | वे चली हैं |

## ३. अपूर्ण (चालु) भूतकाल

[ पुं० ]

| | | | |
|---|---|---|---|
| १. मै<br>२. तू<br>३. वह | चल रहा था;<br>चलता था | हम<br>तुम, आप<br>वे | चल रहे थे;<br>चलते थे |

[ स्त्री० ]

| | | | | |
|---|---|---|---|---|
| १. मैं<br>२. तू<br>३. वह | चल रही थी;<br>चलती थी | | हम<br>तुम, आप<br>वे | चल रही थीं<br>चलती थीं |

पूर्ण भूतकाल

[ पुं० ]

| | | | |
|---|---|---|---|
| १. मै<br>२. तू<br>३. वह | चला था | हम<br>तुम, आप<br>वे | चले थे |

[ स्त्री० ]

मै, तू, वह चली थी  हम, तुम, आप, वे चली थीं

१. सामान्य भविष्यकाल

ધાતુની સાથે નીચે લખેલા પ્રત્યયો લગાડવાથી ભવિષ્યકાળ થાય છે:

| | | | |
|---|---|---|---|
| १. | ऊँगा — मैं चलूँगा | | एंगे — हम चलेंगे |
| १. | एगा — तू चलेगा | | वेंगे — ,, जावेंगे |
| | येगा — ,, जायेगा | | येंगे — ,, जायेंगे |
| | यगा — ,, जायगा | म. | ओगे — तुम चलोगे |
| | | | अंगे — आप चलेंगे |
| ३. | एगा — वह चलेगा | | एंगे — वे चलेंगे |
| | वेगा — ,, जावेगा | | वेंगे — ,, जावेंगे |
| | यगा — ,, जायगा | | यॅग — ,, जायॅगे |

નારીજાતિમાં 'गा' અને 'गे'નું 'गी' થાય છે. જેમ કે मैं चलूँगी, हम चलेंगी

## २. चालू भविष्यकाल

पुं०

| | | |
|---|---|---|
| १. | मैं चल रहा हूँगा | हम चल रहे होंगे |
| २. | तू चल रहा होगा | तुम चल रहे होंगे, आप चल रहे होंगे |
| ३. | वह चल रहा होगा | वे चल रहे होंगे |

स्त्री०

| | | |
|---|---|---|
| १. | मैं चल रही हूँगी | हम चल रही होंगी |
| २. | तू चल रही होगी | तुम चल रही होंगी, आप–होंगी |
| ३. | वह चल रही होगी | वे चल रही होंगी |

ચાલુ ભવિષ્યકાળના બીજા પ્રકારમાં 'रहा' 'रहे' અને 'रही'ને બદલે ધાતુની સાથે 'ता' 'ते' અને 'ती' જોડવામાં આવે છે. જેમ કે:

| | ए० व० [पुं०] | ब० व० |
|---|---|---|
| १. | मैं चलता हूँगा | हम चलते होंगे |
| २. | तू चलता होगा | तुम चलते होंगे, आप— होंगे |
| ३. | वह चलता होगा | वे चलते होंगे |

[स्त्री०]

| | | |
|---|---|---|
| १. | मैं चलती हूँगी | हम चलती होंगी |
| २. | तू चलती होगी | तुम चलती होंगी, आप— होंगी |
| ३. | वह चलती होगी | वे चलती होंगी |

## ३. पूर्ण भविष्यकाल

| | ए० व० [पुं०] | ब० व० |
|---|---|---|
| १. | मैं चला हूँगा | हम चले होंगे |
| २. | तू चला होगा | तुम चले होंगे, आप— होंगे |
| ३. | वह चला होगा | वे चले होंगे |

[ स्त्री० ]

| | | |
|---|---|---|
| १. | मै चली हूँगी | हम चली होंगी |
| २. | तू चली होगी | तुम चली होगी, आप— होंगी |
| ३. | वह चली होगी | वे चली होंगी, |

## સકર્મક ક્રિયાપદ

### खाना

સકર્મક ક્રિયાપદનાં જે રૂપોમાં વિશેષતા છે, એટલે કે, જેમાં કર્તાને 'ने' પ્રત્યય લાગે છે તેવાં રૂપો (કર્મ સાથે આવતાં તેના લિંગ પ્રમાણે) નીચે આપવામાં આવ્યાં છે :

१. सा० भूतकाल —

[ पुं० ]

| | ए० व० | | ब० व० |
|---|---|---|---|
| १. | मैने, हमने | खाया | खाये |
| २ | तूने, तुमने, आपने | | |
| ३ | उसने, उन्होने | | |

[ स्त्री० ]

| | | | |
|---|---|---|---|
| १. | मैने, हमने | खाई | खाईं |
| २ | तूने, तुमने, आपने | | |
| ३. | उसने, उन्होने | | |

२ आसन्न भूतकाल—

[ पुं० ]

| | ए० व० | | ब० व० |
|---|---|---|---|
| १ | मैने, हमने | खाया है | खाये हैं |
| २. | तूने, तुमने, आपने | | |
| ३. | उसने उन्होने | | |

[ स्त्री० ]

| | ए० व० | | ब० व० |
|---|---|---|---|
| १ | मैने, हमने | खाई है, | खाई हैं |
| २ | तूने, तुमने, आपने | | |
| ३ | उसने, उन्होने | | |

(३) पूर्ण भूतकाल —

[ पुं० ]

| | ए० व० | | ब० व० |
|---|---|---|---|
| २. | मैंने, हमने | | |
| २. | तूने, तुमने, आपने | खायाथा, | खायेथे |
| ३. | उसने, उन्होने | | |

[ स्त्री० ]

| | | | |
|---|---|---|---|
| १. | मैने, हमने | | |
| २. | तूने, तुमने, आपने | खाईथी, | खाईथीं |
| ३. | उसने, उन्होने | | |

(४) पूर्ण भविष्यत्काल —

[ पुं० ]

| | ए० व० | | ब० व० |
|---|---|---|---|
| १. | मैने, हमने | | |
| २. | तूने, तुमने, आपने | खाया होगा | खाये होगे |
| ३ | उसने, उन्होने | | |

[ स्त्री० ]

| | | | |
|---|---|---|---|
| १. | मैने, हमने | | |
| २. | तूने, तुमने, आपने | खाई होगी, | खाई होंगी |
| ३. | उसने, उन्होंनें | | |

## ક્રિયાપદનાં રૂપો

संकेतार्थ —

[ पुं० ]

| | ए० व० | व० व० |
|---|---|---|
| १. | मै चलता | हम चलते |
| २. | तू चलता | तुम, आप चलते |
| ३. | वह चलता | वे चलते |

[स्त्री०]

| | |
|---|---|
| १. मैं चलती | हम चलतीं |
| २. तू चलती | तुम, आप चलतीं |
| ३. वह चलती | वे चलतीं |

उदाहरण — अगर वह मेहनत 'करता' तो पास 'हो जाता'।

## આજ્ઞાર્થ

### ૧. વર્તમાન

| | |
|---|---|
| तू चल | तुम चलो, आप चलिये |
| तू खा | तुम खाओ, आप खाइये |

નોંધ: કેટલાક ધાતુઓનાં રૂપ दीजिये, लीजिये, कीजिये, पीजिये પેઠે 'जिये' લગાડી કરવામાં આવે છે.

### ૨. ભવિષ્ય

| | |
|---|---|
| तू चलना | तुम चलना, आप चलियेगा |
| तू खाना | तुम खाना, आप खाइयेगा |

# હિંદુસ્તાની શીખનારને ઉપયોગી
# અન્ય પુસ્તકો

| | કિંમત | ટપાલ ખર્ચ |
|---|---|---|
| उर्दू लिपि शिक्षिका | ०-१०-० | ०—२—० |
| हिंदुस्तानी बालकहानियाँ | ०—६—० | ०—१—० |
| हिंदुस्तानी बालपाठावली | ०—६—० | ०—१—० |
| हिंदुस्तानी पाठावली—पहली ( नागरी ) | ०—६—० | ०—१—० |
| ,, ,, ,, ( उर्दू ) | ०-११-० | ०—१—६ |
| हिंदुस्तानी कहानी-संग्रह १ ( नागरी ) | ०—४—० | ०—१—० |
| ,, ,, ,, ( उर्दू ) | छपाय छे | |
| हिंदुस्तानी-गुजराती कोश | ४—०—० | ०—८—० |